☞ સુધરેલી રીત મુજબ ☜

વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રીવિઝન કમિટીએ

તૈયાર કરેલી

# ત્રીજી ચોપડીના અર્થ.

(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ તથા સાર; ભૂગોળના સવાલ; પાઠવાર અઘરા શબ્દો; જોડાક્ષર; ડ્રિલ; વાત વગેરે)


રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.





છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું—શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.

ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે—સુરત.

સંવત ૧૯૮૫] કિંમત રૂ. ૦-૫-૦ [સને ૧૯૨૯

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કંપની કૃત

# ત્રીજી ચોપડીના અર્થ.

**પાઠ ૧.**

બાળપોથી=નાનાં છોકરાંને ભણવાની ચોપડી

મૂળાક્ષર=સ્વર અને વ્યંજન

બારાખડી=પદ

રમુજી=ગમત આપનારી

લાભ=ફાયદો

જોડાક્ષર=જોડેલા અક્ષર

જ્ઞાન=સમજ; ભાન

જોગ=લાયક

હકીકત=વાત

સરસ=સારી; મનને પસંદ પડે એવી

ઉમંગથી=હોંસથી

ચિત્રો=ચિત્રામણ; છબી

આનંદ=ખુશી

હોશિયારી=ખબરદારી

વાક્ય=એક અથવા વધારે શબ્દો મળવાથી મનમાં ધારેલો વિચાર જેથી પુરો જણાવાય તે

વાર્તા=વાત

બોધ=શિખામણ

બારીક=ઝીણી

મુકાબલો=સરખામણી

ભુગોળ=પૃથ્વીનો ગોળો

અધિકારી=ઉપરી

માહીતી=ખબર

રસીલી=ગમત ભરેલી

સંબંધી=વિષે; બાબત

સારી=રૂડી

નમુના=નકલ

નજર કરો=ધ્યાન આપો; વિચારો

સામાન્ય=રોજ વપરાશમાં આવતી

વર્ણન=વિગતવાર કહેવું તે બયાન

તોળવા=જોખવા; તોકવા

સોદો=માલ; ચીજ

છેતરાશો=ઠગાશો

ઉતાવળે આંબા ન પાકે=ઘણી ઝડપ કરવાથી કામ થાય નહિ.

ધ્યાન=ચિત્ત; મન

ખાતરી=ભરોસો

પોપટીઉં=કુપલકીઉં; સમજ વગરનું

જુની ચોપડી=પાછલી ચોપડી; બીજી, પહેલી, બાળપોથી

**સાર**–(૧) ભણવામાં ઉતાવળ કરવી નહિ. (૨) જે વાત વાંચવામાં આવે તે ખરી છે કે ખોટી તેની જાતે માહીતી મેળવવી.

**પાઠ ૨. ભાગ ૧.**

લિપિ=ભાષા

સિવાય=વગર

બ્રાહ્મણી=બાળબોધ

જુના=પહેલાંના

પંડિતો=વિદ્વાન; ઘણું ભણેલા

માથું=ઉપલો ભાગ

અંક=આંકડા

અનુસ્વાર=ટપકું
વિસર્ગ=કંઈક હકારનો ઉચ્ચાર થાય એવું ચિહ્ન; અક્ષરની જોડે બે ટપકાં મૂકવાં તે
પ્રમાણે=મુજબ

પાઠ ૨. ભાગ ૨.

નીપજે=થાય
લહીઓ=સારા અક્ષરનો લખનાર
ભપટાવું=ફસાઇ પડવું
લાલચ=લોભ
નર્યા=રોગ વગરના
જાતે=પોતે
શ્રદ્ધા=ભરોસો; વિશ્વાસ
ઉદ્યોગી=મહેનતુ
ચેન=સુખ; નિરાંત
ઠાઠ=ડોળ; ભપકો
ફક્કડ=સહેલાણી; છેલ
ખાલી=નકામો; ફોકટ
અજુક્તું=અઘટતું
અસલ=અગાઉ
વિદ્યાભ્યાસ=ભણવું તે
ઝાઝો=ઘણો
મેળવી=સરખાવી

પાઠ ૩.

ટટ્ટુ=નાનો ઘોડો
બજાર=હાટ; ચૌટું
દોરે=લગામ પકડીને આગળ ચાલે
છતે=છે
હડહડતો=પુરેપુરો
કળિયુગ=ખરાબ વખત
દૂર=છેટે
બૂમ=હાક
બુદ્ધિ=અક્કલ
ફરી ગઈ=જતી રહી
રાજાના કુંવર જેવા=કોમળ
ખરે બપોરે=મધ્યાને
હિંડાડે=ચલાવે
ખર્યું પાન=ઘરડો; વૃદ્ધ
શરમાઇ=લજવાઇ
જોસબંધ=જોરથી
શ્રાવક=જૈન ધર્મ માનનાર
સંઘ=જાત્રાળુઓનું ટોળું
ઘાતકી=દયા વગરનો; નિર્દય; ક્રૂર
ભાર=વજન; બોજો
વીખરાઇ જશે=અછવાઇ જશે
ખભે=ખાંધે
વખતસર=બરાબરવખતે
પૂલ=નદી કે ખાડીપરથી જવા આવવાને માટે બાંધેલો રસ્તો
તોફાન=મસ્તી
ફીક્કે મોઢે=વીલે મોઢે; દીલગીર ચહેરે
પસ્તાયા=દીલગીર થયા
સલાહ=વિચાર
દશા=હાલ; હાલત; દશા

સાર–આપ બુદ્ધિએ જયજયકાર, પરબુદ્ધિએ પ્રલયકાર; માટે આપણી પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવું; પણ આપણી બુદ્ધિ ખરે રસ્તે દોરવે છે કે નહિ તેનો વિચાર કરવો.

### પાઠ ૪.

ધણીધણિઆણી=સ્ત્રી પુરુષ; વરવહુ
ઇશ્વરની ભકિત=ઇશ્વરનું ભજન
ગાળતાં=ગુમાવતાં; કાઢતાં
નરસિંહ ચૌદશ=વૈશાખ સુદ ચૌદશ
રૂપ=દેખાવ; શોભા; ખુબસુરતી
ભંડાર=ખજાનો
વાણીથી=બોલથી
પેદા=ઉત્પન્ન
ગુજરી ગયા=મરી ગયા
ઉછેરવાનું=મોટો કરવાનું
મા પર આવી પડયું=માને માથે પડયું
સ્વભાવ=ખાસીયત
સલાહ=વિચાર
મદદ=આસરો; આધાર
અસર=લાગણી
પરગજુ=પારકાપર ઉપકાર કરનાર; પરોપકારી
નીવડયો=નીકળ્યો
અભ્યાસ=મહાવરો; મંડયા રહેવું તે
શિક્ષક=મહેતાજી; ગુરુ
માનીતો=વ્હાલો; પ્યારો
નાની મોટી=સહેલી
બાબત=વિષય [અઘરી
ઇચ્છે=ચાહે
માઠું=ખોટું
સાંઢ=આખલો; ગોધો
પછાડી=પટકી; અફાળી
ધાર=રેલો
ખડખડ હસવા લાગ્યા=મશ્કરી કરવા લાગ્યા
અંતઃકરણ=મન; દીલ
એકદમ=ઓચીંતી
ફેંટો=માથે બાંધવાનું લુગડું
પાટો=લુગડાનો ચીરો
ઘા=જખમ
વખાણ=સારૂં કહેવું તે
જીવતો ઘેર આવત નહિ=મરી જતે
ખસ્યો નહિ=ગયો નહિ
વૈદ=દેશી દાકતર
શુદ્ધિ=ભાન
પરગજુપણું=પરોપકાર; પારકાનું ભલું કરવાનો ગુણ
આશ્ચર્ય=નવાઇ

### પાઠ ૫.

ઉંમર=વરસ
ગુજરાન=ભરણપોષણ
પ્રીતિ=હેત; પ્યાર
દયાથી ઉભરાઇ આવ્યું=ઘણીજ દયા આવી
ખાડા પડયા=બેસી ગયું; કુવા પડયા
જીવ આવ્યો=શુદ્ધિ આવી
આશિષ=દુવા; આશિર્વાદ
ખૂંચેલો=પેસી ગએલો
કાંઠે=કિનારે
ડુબતો=બડતો
ઉંધો=અવળો
ટંગાવી=લટકાવી
પાડ=ઉપકાર
ઇનામ=ભેટ; બક્ષીસ
થોભાય=ખોટી થવાય

ધાડું=ગીચ

જંગલી=ફાડી ખાનાર

પેઠો=દાખલ થયો

કૃપાથી=મહેરબાનીથી

ઇજા=દુઃખ

ભાઇબંધ=દોસ્તદાર

સહીસલામત=સુખેથી; જોખમ કે અડચણ વગર

વિવાહ=લગ્ન

સામેલ=દાખલ

**સાર**-આપણે દરેક માણસના ઉપર ઉપકાર કરતાં રહેવું જેથી ઇશ્વર આપણા ઉપર ખુશી થશે અને આપણું ભલું થશે.

### પાઠ ૬.

અદલ=વ્યાજબી

ઇન્સાફ=ન્યાય

પૈસાદાર=પૈસાવાળો

ગામઠી=મહેતાજીની

વળગ્યો=લાગ્યો

નસીબદાર=નસીબવાન; ભાગ્યશાળી

ધંધામાં=રોજગારમાં

ફાવતો ગયો=વધતો ગયો

ધન=પૈસો; દોલત

કીમતી=ઘણી કિંમતનો

ઘરેણાં=દાગીના

ઘડાવ્યાં=કરાવ્યાં

દોલત=પુંજી

ખરીધા=વેચાતા લીધા

આબરૂ=કીર્તિ; ઇજ્જત

મરણ પથારી પર પડયા=મરવા પડયા

મરણ=મોત

મિલ્કત=પુંજી; દોલત

ભાગ=હિસ્સો; વહેંચણ

વર્તીશું=ચાલીશું

ત્રીજોભાગ=ત્રણ ભાગમાંનો એક ભાગ

નવમો ભાગ=નવ ભાગમાંનો એક ભાગ

કબુલાત=વચન; મોઢાનો બોલ

દહાડોપાણી=મરણ પાછળનો ખરચ

તોડ=ફેંસલો; નિકાલ

દિવાન=પ્રધાન, વજીર

ઉમેર્યો=વધાર્યો

ખબર=જાણ; માલમ

વાહવાહ=વખાણ

### પાઠ ૭.

પોળ=શેરી

લખોટે=મંજે

સુશોભિત=દેખાવડા

અટકાવ્યો=રોકયો

નજીવી=નકામી; માલ વગરની

ટેવ=આદત

પાપી=દુષ્ટ

સજા=શિક્ષા

આસપાસ=આજુબાજુ

આકાશ=ગગન

અંતર=મન

આભાસ=અજવાળું; તેજ

ચાસ=ખેતરમાં હળે કરીને પાડેલા આડા ઉભા લીટા

પાસ=પાસે; નજીક

વિશ્વપતિ=દુનિયાનો ધણી; પરમેશ્વર.

વાસ=મુકામ; રહેઠાણ

ભોંયરે=ભોંયરામાં
ઘડીએ=કરીએ; રચીએ
ઘાટ=વિચાર
જગતનો તાત=દુનિયાનો બાપ; પરમેશ્વર
ખોળીએ=શોધીએ
કણી=રજકણ; ઝીણામાં ઝીણો ભાગ
કામ=માટે
જગકર્તા=દુનિયા બનાવનાર; પરમેશ્વર
વિના=વગર
ઠાલું=અમથું; ખાલી
ઠામ=ઠેકાણું

**સાર**—પરમેશ્વર બધેજ ઠેકાણે છે માટે આપણે ખોટાં કામ કરતાં બીવું. ખોટા કામ કરતાં નહિ.

**સમજુતી**—આપણી આજુબાજુએ, ગગનમાં અને મનમાં પરમેશ્વરનું તેજ છે; ધાસ અને ચાસની પાસે પણ પરમેશ્વરનું રહેઠાણ છે. (૨) ભોંયમાં પેસીને ભોંયરામાં કાંઇ વાત કરીએ અથવા મનમાં નઠારા (કોઇનું ભુંડું કરવાના) વિચાર કરીએ તો તે પરમેશ્વર જાણે છે. (૨) રજકણ મૂકવાને માટે પરમેશ્વર વગરની કોઇ પણ જગા શોધીએ તો પરમેશ્વર વગરની કોઇપણ જગા ખાલી મળે નહિ. મતલબ કે બધેજ પરમેશ્વર છે. (૩)

**પાઠ ૮.**

વિશ્વસ્વામી=દુનિયાનો ધણી; ઇશ્વર
શીશ=માથું
નામી=નમાવી
શીશનામી=માથું નમાવી; પગે લાગી
આપદા=દુઃખ
ઉગારો=બચાવો
દીનાનાથ=ગરીબોનો ધણી; પરમેશ્વર [મદદ
આધાર=આસરો; ટેકો;
પાળનાર=પોષણ કરનાર
સદા=હમેશાં; દરરોજ
ઉપકારો=પાડ; આભાર
રાંક=ગરીબ
અજ્ઞાન=સમજણ વગરનો; અણસમજુ
પ્રાણી=જીવ
તુંથી=તારાથી
અજાણી=જાણ્યા વગરની
ન અજાણી=અજાણી નથી; જાણીતી છે
ક્ષમા=માફી
વાંક=ગુનો; તકસીર
મતિ=બુદ્ધિ; અક્કલ
છેક=ઘણીજ
દીલ=મન; અંતર
ધારો=આણો; લાવો;
કુટુંબીજનો=સગાંવહાલાં
સારાં=નિરોગી; તંદુરસ્ત
શકિત=બળ
દાસ=સેવક; ચાકર
નિવારો=દૂર કરો; મટાડો; ટાળો
સ્તુતિ=વખાણ

**સમજુતી**—અરે ! દેવના દેવ ! જગતના ધણી–પરમેશ્વર હું તમને પગે લાગીને પ્રાર્થના કરૂં છું કે હે દયાળુ તમે મને દુઃખથી બચાવો. હે ગરીબોના બેલી–પરમેશ્વર મને ફક્ત તારોજ આસરો છે. (૧) હે પરમેશ્વર ! તમે બધાંનું પોષણ કરનારા છો; અને હંમેશાં બધાનું દુઃખ મટાડનારા છો; તમે મારા પર કરોડો ઉપકારો કર્યા છે. હે ગરીબોના બેલી–પરમેશ્વર મને ફક્ત એક તારોજ આસરો છે. (૨) હું ગરીબમાં ગરીબ અને સમજણ વગરનો જીવ છું. મારી કાંઇ પણ વાત તમારાથી અજાણી નથી ( મતલબ કે બધીજ તું જાણે છેજ ) હે દયાળુ મારો ગુનો માફ કરો. હે ગરીબોના બેલી–પરમેશ્વર મને ફક્ત એક તારોજ આસરો છે. (૩) અમે નાનાં છોકરાઓ હાથ જોડીને (કરગરીને) કહીએ છીએ કે હે પ્રભુ અમારી બુદ્ધિ ઘણીજ ઓછી છે, માટે મહેરબાની કરીને અમારી માગણી મનમાં લાવો; હે ગરીબોના બેલી પરમેશ્વર મને ફક્ત એક તારોજ આસરો છે. (૪) અમે ને અમારાં જે સગાંવહાલાં છે તે બધાં શરીરે સુખી (તંદુરસ્ત) અને જબરાં રહીએ. તમે અમને હંમેશાં સારા વિચારો આપજો. હે ગરીબોના બેલી પરમેશ્વર મને ફક્ત એક તારોજ આસરો છે. (૫) મેં તમારી જરા પણ ભકિત કરી નથી, તેમજ આપના ગુણ ગાવાની (ભજન કરવાની) શકિત મારામાં નથી. તોપણ દયા લાવીને (મહેરબાની કરી) સેવકના દુઃખ મટાડો. હે ગરી-બોના બેલી–પરમેશ્વર મને ફક્ત એક તારોજ આસરો છે. (૬)

**પાઠ ૯.**

દર=નાનાં પ્રાણી પોતાને રહેવા માટે ભોંયમાં જે બાકાં પાડે છે તે
છાંયે=છાંયડે
પંજામાં=દાવમાં; સપાટામાં
સપડાયલો=પકડાયલો; ઝલાયલો
કાલાવાલા=કરગરીને કહેવું તે; આજીજી
ગુનો=વાંક
આફત=આપદા; દુઃખ
સેવક=ચાકર; દાસ
જીવતદાન=કોઇનો જીવ બચાવવો તે

હસીને=મશ્કરી કરીને
બગરૂરી=શેખી; પુતરાજી
ગર્વ=બગરૂરી; અહંકાર
વન=જંગલ
ભાન=સમજ; અકકલ
જાળ=ફાંદો
ફાંફાં=ખોટી મહેનત
છુટાયું=નીકળાયું
અકળાયો=ગભરાયો
સાટું=બદલો
વાળવાનો=આપવાનો
મહારાજ=મોટા રાજા
બજાવશે=કરશે
છુટો થયો=નીકળ્યો
અત્યારે=હાલ; હમણાં
સાંભરતી=યાદ આવતી
હસતો હતો=મજાક
  કરતો હતો
તરણા સરખું=તણખલાં
  જેવું; નકામું; નજીવું
ભેવડો=બમણો
સાર—ગર્વ કરવો નહિ

પાઠ ૧૦.

પરચુરણ=જુદી જુદી
  જાતના
ફેરી=વેચવા ફરવું તે
ફેરી કરી=ફરીને છુટક વેચી
ગુજરાન=ગુજારો
ઘરાક=સોદો લેનાર
ખોટી=ગેરવાજબી
કિંમત=ભાવ
છેતરતો=ઠગતો
શાખ=આબરૂ; ભરોસો
ઠરાવ્યા=નકકી કીધા
સામાન=વસ્તુ; ચીજ
પ્રમાણિક=વહેવારમાં
  સાચો
પ્રમાણિક રહેતો=ખરી
  રીતે ચાલતો
મોહનમાળા=ડોકમાં પહે-
  રવાની સોનાની માળા
જડી=મળી
પોલીસ=રૈયતનું રક્ષણ
  કરનાર માણસ
થાણું=ચોકી
પોલીસ થાણાનો અમલ-
  દાર=નાયક
ફરજ=જરૂર; અગત્ય
વાણી=બોધ; શબ્દ
માફક=પેઠે
કમાયો=પેદા કીધું
દુકાન=માલ વેચવાનું
  ઠેકાણું.
શરૂ કર્યો=કરવા માંડયો
ભાવ=કિંમત; મૂલ
કાશી=ગંગા નદી પર
  શહેર છે; બનારસ
આગ્રહ=કાલાવાલા; તાણ
કોલેરા=ઝાડો ને ઉલટી
  થાય તે રોગ
લાગુ પડવાથી=થવાથી
મહા મુશ્કેલી=ઘણી
  મુશીબત
વિધવા=જેનો ધણી મરી
  ગયો હોય તે સ્ત્રી
ધન્ય=શાબાશ
સાર—કોઇનું પણ હરા-
  મનું લેવાની કદી
  ઇચ્છા રાખવી નહિ.
  જો આપણે કોઇનું
  હરામનું લઇએ તો
  તેની સાથે આપણી
  પાસે હોય તે પણ જાય.

**પાઠ ૧૧.**

ખેડી ખાવાને=ખેતી કરવાને
સુરંગ=જેલ; કેદખાનું
છંદ=નઠારી ટેવ
જાપ્તો=ચોકસી; તજવીજ
લાગ=દાવ
ધનવાન=પૈસાદાર; શ્રીમંત
વિકટ=બિહામણું
રાહ=વાટ
ચોકીદારો=ચોકી કરનાર
દ્રવ્ય=નાણું
લુંટી=ખુંચવી
પાળ=કોરણ
તાલેવંત=પૈસાદાર
મિઠાઇ=ગળ્યું ખાવાનું; બરફી, પેંડા વગેરે
સુખે=નિરાંતે
નસીબ=ભાગ્ય
કંદોઇ=સુખડીઓ
મેળ્યું=મેળવ્યું
તાકયું=ધાર્યું; ઇચ્છયું
મડદાં=મુડદાં; મરી ગએલાં પ્રાણીઓ
ગીધ=ફાડી ખાનારૂં મોટું પક્ષી
મગર=ગરોડીથી પચીસ ગણું મોટું પાણીમાં રહેનારૂં પ્રાણી
વાવે=રોપે
લણે=લે
પામે=મળે

**સાર**—"વાવે તેવું લણે ને કરે તેવું પામે." "ખાડો ખોદે તેજ પડે."

**પાઠ ૧૨.**

વર્તણુક=રીતભાત
સહન થઇ શક્યું નહિ=ખમાયું નહિ.
ફોસલાવી=ખોટું સમજાવી
જુલમ=જબરાઈ
રૂચતી=ગમતી
નીચ=પાપી
કંઈ બાકી રાખતો નથી=ઘણુંજ કરે છે
ગંધર્વ=ગવૈયાની એક જાત; સ્વર્ગમાં ગાનારા
અપકાર=અવગુણ; ભુંડું કરવું તે
ગળગળા=છાતી ભરાઇ આવેથી નરમ થએલા
આફતો=અડચણો
ગુસ્સે થતા=ક્રોધ કરતા

**સાર**—કોઇ આપણું ભુંડું કરે તોપણ આપણે તેનું ભલુંજ કરવું તેથી ઇશ્વર આપણા ઉપર રાજી થશે

**પાઠ ૧૩.**

ન્યાયાધીશ=ઇન્સાફ કરનાર
અદલ=ખરો; વાજબી
રાજકાજ=રાજકારભાર
કચેરી=દરબાર
ચર્ચા=વાતો; વિચાર
સાક્ષી=વાત જાણનાર
અચરત=નવાઇ; અચંબો
હક=માલીકી; દાવો
ગળેપડુ=ખોટો હક કરનાર

**સાર**—હરામનું લેવાની ટેવ રાખવી નહિ.

## પાઠ ૧૪.

ગૃહસ્થ=કુટુંબ કબીલાવાળો સારી સ્થિતિનો માણસ
કકડીને=ઘણીજ; સખત
નિસાસો=દુઃખ કે દીલગીરીને લીધે શ્વાસ નાખવો તે
અભાગીઓ=કમસીબ; અકર્મી
કરમાઇ ગયું=ફીકું પડી ગયું; ઉતરી ગયું.
ફરમાવ્યું=હુકમ કીધો
ટેકો=આધાર; આસરો
કાયમ=હંમેશાં; નિત્ય
કદાપિ=કોઇવાર; કદાચ
તંગી=તંગાસ; ભીડ
મટી=દૂર થઇ; ટળી
**સાર**—આપણી બધી ઈંદ્રિયો સાજી છે માટે ઇશ્વરનો પાડ માનવો અને એ ઈંદ્રિયોનો સારો ઉપયોગ કરવો.

## પાઠ ૧૫.

વસ્તી=વાસો; રહેઠાણ
મશ્કરી=મજાક
નોતરૂં=જમવાનું કહેણ
રંગીત=રંગેલો
સુશોભિત=દેખાવડા
છાછરો=જરાક ઉંડો ને પહોળો
થાળ=મોટી થાળી
ચપચપ=ઝપઝપ
ખામી=ખાંપણ; ખોડ
ભાવ=હેત; પ્યાર
ભોળા=પાપ વગરના
આગ્રહ=કાલાવાલા
માન્યા વગર=કબુલ કર્યા વગર
ખાતર=બરદાસ
સાદું=બદલો
મોં મલકાવી=મોં હસતું રાખી
સ્વાદે=લહેજતથી
શરમાયું=લજવાયું
**સાર**—કોઇની મશ્કરી કરવી નહિ, જો આપણે કોઇની મશ્કરી કરીએ તો તે આપણી કરે.

## પાઠ ૧૬.

સત્ય=સાચું
સતનું=સાચાનું
ચિંતન કરવું=વિચાર કરવો.
સત=સાચું
વાક્ય=શબ્દ; વચન
ઉચરવું=બોલવું
અસત્ય=ખોટું
જશથી=આબરૂથી
ઝળકીત=પંકાએલા; વખણાયેલા
જગે=દુનિયામાં
બી=બી
વૃક્ષ=ઝાડ
વિશાળ=મોટું
ગુણકારી=ફાયદાકારી
ફળ=પરિણામ; ફાયદો
આશ્રય=આશરો
છાંયતળે=શીળામાં
પરિતાપ=દુઃખ

| | | |
|---|---|---|
| વસે=રહે | દીપશે=પ્રકાશશે | સ્વર્ગ=દેવોનું રહેઠાણ |
| પ્રગટે=ફેલાય | આંચ=નુકસાન; હાનિ | રીઝો=ખુશી થાઓ |
| છળ=લુચ્ચો | ક્લેશ=દુઃખ | સાર-સત્ય બોલવાથી |
| દુષ્ટમતિ=નઠારી બુદ્ધિ | અનેક=ઘણાં | લાભ થાય છે; અને |
| ભય=બીક; બો | હરે=દૂર કરે; મટાડે | પરમેશ્વર ખુશ થાય છે. |
| હટે=નાશ પામે; જાય | સમું=સરખું; બરાબર | જુઠામાં જુઠો માણસ |
| જોગ=બનાવ; કારણ | અન્ય=બીજું | પણ એક દિવસમાં |
| છુપાઇ જશે=ઢંકાઇ જશે; | ખરે=નક્કી | જુઠા કરતાં સાચું |
| જાહેરમાં આવશે નહિ | અતિ=ઘણો; બહુ | વધારે બોલે છે, એ |
| છેવટ=આખર | વિશ્વપતિ=દુનિયાનો | ઉપરથી ઇશ્વરને સા- |
| ઉજાસ=પ્રકાશ | ધણી; પરમેશ્વર | ચું જ ગમે છે એમ |
| ફરીને=બીજીવાર | રીઝશે=ખુશી થશે | સાબીત થાય છે. |

**સમજુતી**—મનમાં સાચાનો વિચાર કરવો, અને નક્કી સાચું વચન બોલવું. કદાપિ ખોટું કામ કરવું નહિ, અને દુનિયામાં આબરૂથી પંકાયલા રહેવું. (૧) સત્યના બીજથી સત્યનું મોટું ઝાડ થશે; અને તેના લાભકારી સારાં ફળ મળશે, સત્યરૂપી ઝાડની નીચે માણસો આશરો લેશે. તેથી તેમના દુઃખો જતાં રહેશે અને બધાં સુખ મળશે. (૨) દુનિયાનાં બધાં કામ સત્યમાં (સત્યને આધારે) રહેલાં છે, માટે ખોટું કામ કરવાથી માણસ દુઃખમાં આવી પડશે સત્યરૂપી સુરજનું તેજ ઘણું ફેલાય છે, તેથી કપટ અને નઠારી બુદ્ધિ સત્યની બીકથી નાશ પામશે (જતી રહેશે) (૩) જેમ સુરજ કદી વાદળાંથી ઢંકાઇ જાય છે, તોપણ તે પાછો ફરીથી ખુલ્લો થઇ પ્રકાશે છે તેમ કદાચ કોઇ કારણથી સત્ય ઢંકાઇ જશે. (જાહેરમાં આવશે નહિ) તોપણ આખરે

સત્યનોજ પ્રકાશ થશે. મતલબ કે સત્ય ઉઘાડું પડશે. (૪) સાચને કદાપિ નુકસાન નથી. (સાચું બોલવાથી નુકસાન થતું નથી) તેમ તેનો નાશ પણ નથી. માટે હમેશાં સાચું બોલીનેજ દુનિયામાં જીત મેળવવી. સત્ય ઘણાં દુઃખ નક્કી ટાળે છે, સત્યના જેવું જોર નક્કી બીજું નથી. (૫) સાચામાં હંમેશાં ખરૂં સુખ રહેલું છે. સત્યથી પરમેશ્વર ઘણા ખુશ થશે. સત્ય વગર બીજો ધર્મ નથી, માટે સત્યથી જીતીને હંમેશાં સ્વર્ગમાં ખુશ રહો. (૬)

પાઠ ૧૭.

રિવાજ=ધારો; નિયમ
વર્તમાનપત્ર=છાપું; ચાલતા વખતની હકીકતનો છાપેલો કાગળ
બાંકડો=પીઠવાળી પાટલી
તંબુ=લુગડાનું ઉપાડી લેવાય એવું ઘર
સપાટ=ઉંચીનીચી નહિ તે
ભરવાડ=ઘેટાં ચારનાર
પાકાં=છો ઈંટના
મીલનસાર=મળતાવડા
પરોણાચાકરી=પરોણાગત
બારી=ઓજારૂપ
પૂજે છે=સેવા કરે છે
સાર=જરૂર વગરની ચીજો પાછળ ખર્ચ ન કરવો અને તેનો ઉપયોગ પરોપકારમાં કરવો

પાઠ ૧૮.

મોહરમ=જે મહીનામાં તાબુત નીકળે છે તે મહીનો
તાબુત=તાજીઆ
કુકડો=કૂકડ
વેશ=દેખાવ
વરખ=ધાતુના છેક પાતળા પતરાં
તારીફ=વખાણ
મરણતોલ=મરી ગયો હોય એવો
સ્થિતિ=હાલત; દશા
રડારોળ=ઘણું રડવું કકળવું તે
એકાએક=એકદમ
અચંબો=નવાઇ
દશા=સ્થિતિ; હાલત
ધ્યાનમાં=સમજણમાં
ઉપચાર=સારવાર; ઉપાય
સારવાર=ચાકરી; બરદાસ
પ્રસંગ=વખત; બનાવ
પરિણામ=ફળ; છેવટ
છિદ્રો=કાણાં
વાટે=રસ્તે
ઢીલ=વાર
મંદવાડ=રોગ; બિમારી
અકસ્માત=અણધાર્યો એકાએક બનાવ
વિદાય થયા=ગયા

### પાઠ ૧૯.

ભાઈભાંડુ=ભાઈબેન
ઉપજ=પેદાશ
ઘરખરચ=રોટલા ખરચ
દુકાળ=મોંઘવારી; અનાજ પાણી મોંઘા મળે એવો વખત
પાક=ફાલ
કરકસર=ખપ જેટલું વાપરવું તે
ચરૂ=કડાંવાળો દેગડો
સોનામહોર=સોનાના સિક્કા
ઉતરે=ઓછે આવે
અઘાટ=ધણીપણાના હક સાથે; તમામ હક સાથે
ચુકાદા=ફેંસલા
નિર્ણય=ફેંસલો; ચુકાદો
પાક=પેદાશ

**સાર**—પ્રમાણિકપણે ચાલવાથી ઇશ્વર ખુશી થાય છે માટે પ્રમાણિકપણે ચાલવું

### પાઠ ૨૦.

દિલ્હી=જમના નદીના કાંઠાપર શહેર છે.
પ્રખ્યાત=જાણીતા
પરાક્રમી=બહાદુર; શૂરા
શોખીન=કોઇપણ બાબતમાં આનંદ લેનાર
આસરો=મદદ
મોં ઉતરી ગયા=ઝંખવાઇ ગયા
ખજાનચી=ખજાનાનો ઉપરી; તીજોરીનો ઉપરી
ફટકા=સપાટા; નેતર કે ચાબુકના ઝપાટા
નિશ્ચય=ઠરાવ
ભાગીદાર=ભાગીઓ
ખુદાવંદ=મોટા માલીક (મોટા દરજ્જા વાળાને માટે બોલાય છે)
શરત=કબુલાત
હજુરમાં=રૂબરૂમાં
લાંચીઆ=લાંચ લેનારા
માનીતો=વહાલો

**સાર**-હકથી વધારે લેવાની ઇચ્છા રાખવી નહિ.

### પાઠ ૨૧.

તોફાની=મસ્તીખોર
કાયર=હેરાન
આંકી=દામ દઇ નિશાની કરી
ફાટયો=જબરો થયો
માતેલો=ખાઇ પી જબરો થએલો
જબરો=જોરાવર
હાથ ચલાવવો=મારવું
ઘટતો=લાયક
પલક=જરાવાર
કચરી=ચગદી
યુક્તિ=તદબીર; કળા
નસકોરાં=નાકનાં બે કાણાં
તોબાતોબા=કાયર કાયર
ફુલાઇ ગયો=મગરૂર થયો
અહો=અરે
શબ્દ=બોલ; વચન
અભિમાની=અહંકારી

ઉતારૂં=કાઢું
સપડાયો=ફસાયો
હલકા મનનો=નીચ
નમ્ર=ગરીબ
માઠાં=ખરાબ
હલકો=તુચ્છ

સાર-કદી અહંકાર કરવો નહિ. અહંકારી માણસો ધારે કે મારા જેવા કોઇ નથી પણ શેરને માથે સવાશેર હોયજ.

પાઠ ૨૨.

સ્થાપન=મંડાણ; શરૂઆત
સવડ=સગવડ; સોઇ
ગોઠવણ=બંદોબસ્ત
ખેપીઓ=કાસદ
લાભ=ફાયદો
સહજ=સહેલાઇથી
માનવાચક=માનનો અર્થ બતાવનાર
તીર્થરૂપ=તીર્થ જેવા પવિત્ર; (એ શબ્દ વડીલના નામની પહેલાં વપરાય છે.)
ચિરંજીવી=લાંબી મુદ્દત જીવનાર (આ શબ્દ છોકરાના નામની પહેલાં વડીલ વાપરે છે)
રાજમાન=જેને રાજ તરફથી માન મળતું હોય તે
રાજેશ્રી=જેને રાજ તરફથી પૈસા મળતા હોય તે
સૌભાગ્યવતી=પરણેલી સ્ત્રી કે જેનો ધણી જીવતો હોય તે સ્ત્રી
ગંગાસ્વરૂપ=એ શબ્દ વિધવા સ્ત્રીના નામની પહેલાં વપરાય છે.
નામઠામ=નામ ને ઠેકાણું
ક્રમવાર=એક પછી એક
સરનામું=નામ ને ઠેકાણું
ધ્યાનમાં=સ્મરણમાં
પત્તો=ઠેકાણું

પાઠ ૨૩.

સુલતાન=મુસલમાન પાદશાહ
શિકાર=જનાવરોને તાકીને ગોળી મારવી તે
અહેસાન=પાડ
માનું છું=ગણું છું
ખોરાક=ખાવાનું
હાજર કરૂં=રજુ કરૂં
ડોલચું=ડોલ જેવું નાનું વાસણ
ભાવથી=હોંસથી
શાંત=ઠંડો
વિનતી=નમનતાઇથી કહેવું તે
જાગીર=ઇનામી જમીન; સરકાર તરફથી મળેલું ગામ કે જમીન
ઉમરાવ=અમીર
સાન=અક્કલ; સમજ
સંબંધમાં=વિષે
અંદેશો=શક; વહેમ
જાતે=પોતે
ઝવેરખાનાનો=કીમતી રત્નોનો
ઉપરી=અધિકારી
ઇલાજ=ઉપાય

અંભેરવા=ખોટું સમજાવવા
સંતાઇ=છુપાઇ
ભિખારી=ભીખ માગનાર
સ્થિતિ=હાલત
ભેટયો=છાતી સાથે દાબ્યો
પ્રધાન=વજીર
ઇર્ષાખોર=અદેખા; ઝેરીલા
દેશનિકાલ=દેશપાર; દેશ બહાર કાઢી મૂકવું તે.
સાર—માણસની ચઢતી પડતી જીભ વડેજ થાય છે. જો આપણે નમનતાઇ વાપરીએ તો સામાનો પ્યાર મેળવીએ, માટે ઇર્ષા છોડી નમ્ર સ્વભાવ રાખવો કે જેથી ઉમરાવોના જેવા હાલ થાય નહિ

પાઠ ૨૪.

પંચ=પાંચ કે વધારેનું ટોળું
વાદવિવાદ=તકરાર
તુર્ત=તરત
દરબાર=કચેરી
નાર=માદા
મણુના=મણુતરી; કદર
વલવલે=ટળવળે
પય=દૂધ
વફાદાર=વિશ્વાસુ
ધાન=અનાજ; ખાવાનું
નીમક=અનાજ
હલાલ કરું છું=બદલો વાળી આપું છું
માન=આબરૂ
સેવા=ચાકરી
માનવી=માણસ
ભાર=બોજો; વજન
મણુબંધી=ભારે; મણુના માપથી
બોજો=વજન; ભાર
બીન=વગર; વિના
તન=શરીર
તનતોડીને=ઘણું વૈતરું કરીને
હાર=પરાજય; હારવું તે
માલીક=ધણી
રસ્તો કાપું=મુસાફરી કરૂં
પીઠ=વાંસો; બરડો
દરકાર=પરવા
માર્ગ કાપવા=રસ્તો ઓછો કરવા; અંતર ઓછું કરવા
સફર=લાંબી મુસાફરી
મુજ=મારો
જળકાજે=પાણી માટે
જીવ લીએ=મારી નાખે
ક્રૂર=ઘાતકી; દયા વગરનો
અંબાડી=હાથી પર માંડવાની બેઠક
કેરો=નો
દીપે=શોભે; સારો દેખાય
શ્રેષ્ઠ=સૌથી સરસ; ઉત્તમ
પશુ=ચોપગાં જાનવર
સરદાર=ઉપરી
ન્યાય=ઇન્સાફ
નિર્દોષી=વાંક વગરનો; નિરપરાધી
તલ=જરા જેટલો; થોડો
ત્રાસ=બીક; ભય
તોય=તોતણ
તલપે છે=તાકે છે; ધારેછે
માંસ=ગોસ

કસાઇ=ચંડાળ
કર=હાથ
કાર અનું=કપાઇ જાઉં
કુલ=બધો; તમામ
બોજ=બોજો
બ્યાપાર=વેપાર
ઘડી=થોડો વખત
કરાર=આરામ
ખર=ગધેડો

ગજ=હાથી
આશા=ભરોસો; વિશ્વાસ
અથડાય=અફળાય
આશા પર અથડાય=ભરોસાપર રહે
ખલક=જગત; આલમ; દુનિયા
દંડે=શિક્ષા કરે
પીડતાં=દુ:ખ દેતાં

કોપે=ગુસ્સે થાય; રીસે ભરાય
કીરતાર=પરમેશ્વર; બનાવનાર

**સાર**—પાળેલા જનાવરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ, અને પેટપુર ખાવાનું આપવું.

**સમજુતી**—ચોપગાં જાનવરોમાં એક વાંધો પડયો તેથી તેઓએ પોતે સામસામી સવાલ જવાબ કરવા માટે તરત કચેરી ભરી (ભેગાં થયાં) અને ત્યાં નર અને માદા બેઠાં. **ગાય**—હું ગરીબડી ગાય મારા ગુણોની કદર કોણ કરે છે! મતલબ કે કોઇ નહિ. મારાં વાછરડાં બિચારાં દૂધ વગર ટળવળે છે અને દૂધ તો બીજાં ખાય છે. તોપણ જુલમનો પાર કયાં છે? (ટેક) (૧) **કુતરો**—હું વિશ્વાસુ વહાલું પ્રાણી ધણીનું અન્ન ખાઇને મનમાં ટેક રાખીને તેના ખાધેલા અનાજનો બદલો વાળી આપું છું, અને વળી રાત દિવસ સેવા પણ કરૂં છું. (ટેક) (૨) **ગધેડો**—બેવકુફ (અકકલ વગરના) માણસ મને હસે છે, પણ સમજતા નથી કે ભાર કોણ ઉપાડે છે? ભારે વજન લાદે (પીઠપર ભરે) તોપણ વગર તકરારે હું ચાલું છું. પણ કહો કે માણસો મારો ગુણ કયાં જાણે છે? (ટેક) (૩) **ઘોડો**—હું શરીરે દુ:ખ વેઠીને ચાકરી કરૂં છું અને કદાપિ હાર (ખાવાનું) પણ ન ખાઉં; ધણીને પીઠપર બેસાડીને મુસાફરી કરૂં છું તોપણ કહો કે કોણ મારી કાળજી રાખે છે? (ટેક) (૪) **ઊંટ**—મુસાફરીમાં રસ્તો કાપવાનો હું ઘણી લાંબી મુસાફરી કરૂં છું.

તોપણ કોઇ ઘાતકી મુસાફર પાણીને માટે મને મારી નાખે છે (રણમાં પાણી નહિ મળવાથી મુસાફર પોતાનો જીવ બચાવવાને ઊંટને મારે છે કેમકે તેની પીઠપરના ઢેકામાં પાણી ભરેલું હોય છે) છતાં પણ મરતાં મરતાં હું પરોપકાર કરું છું. (ટેક) (૫) **હાથી**–રાજાની અંબાડીનો આધાર મારાપર છે (મતલબ કે મારા વડે અંબાડી શોભે છે.) મારા પગલાંથી સ્વારી સારી દેખાય છે, અને વળી દરબાર પણ શોભે છે. વળી પશુઓમાં હું મોટો સરદાર છું (મતલબ કે પશુઓમાં હુંજ મોટો છું.) (ટેક) (૬) **બકરો**—હું જરા પણ દુઃખ આપતો નથી, તોપણ માણસ મારૂં માંસ ખાવાને તલપી રહે છે, તેથી હું ચંડાળના હાથે કપાઇ મરૂં છું. કહો મને બીન ગુનેગારને ઈન્સાફ ક્યાં મળે છે? (મતલબ કે મળતો નથી) (ટેક) (૭) **બળદ**—મારા જોરથી ખેડુત હળ–જમીન ખેડે છે, મારા પર આખી દુનિયાનો આધાર છે; હુંજ સ્વારી કે વેપારનો રોજનો ભાર ઉપાડું છું તોપણ મને જરા પણ આરામ મળતો નથી. (ટેક) (૮)

ગધેડો, બકરો, બળદ, હાથી, ઘોડો ને ગાય એ બિચારાં પ્રાણી બીજાના ભરોસા પર અફળાય છે. વિશ્વમાં નઠારાં કામને માટે જો કે સરકાર સજા કરે છે, તો પશુ, પક્ષીને દુઃખ દેતાં પરમેશ્વર ગુસ્સે થાય નહિ? મતલબ કે થાયજ.

**પાઠ ૨૫.**

ગુનો=કસુર

કબુલાત=કબુલ કરવું તે

ધડકો=હડસેલો

ફુટી ગયો=ભાંગી ગયો

ફોડાવ્યા=કકડા કરાવ્યા

ફોડયો=ભાંગ્યો

મા=નહી

બોલ ગા=બોલ નહિ

કસુર=વાંક; ગુનો

અજાણે=અજાણતા

માનવી=કબુલ કરવી

ગુનેગાર=અપરાધી; કસુર કરનાર

નારાજ=નાખુશ

બીક=ભો; ડર

ઉદાસ=દીલગીર

સુખેથી=અડચણ વગર

હેઠે=નીચે
રૂએ=રડે
દોષ=વાંક; ગુનો; કસુર
સંતાડવા=છુપાવવા
ભુલ=ચૂક
સહન કરૂં=ખમું; વેઠું
સદ્‌ગુણી=સારા ગુણવાળા
નીવડે=નીકળે; થાય

સાર—ગુનો કબુલ કરવાથી પરમેશ્વર ખૂશ થાય છે અને આપણા મનને ફીકર રહેતી નથી.

## પાઠ ૨૬.

બાળાઓ=છોકરીઓ
હોંસે હોંસે=ઉમંગથી
સારે રાગે=મધુર સ્વરે; મીઠે અવાજે
સીવણ=સીવવાનું
રંગબેરંગી=તરેહ તરેહના રંગના
ગળપટા=ગળે બાંધવાના પટા
લેખાં=મોઢે ગણવાના હિસાબ; મુખગણિત
ઘાટ=આકાર
પ્રદર્શન=સંગ્રહસ્થાન; નમુનેદાર ચીજો બતાવવા માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે
ગૂંથેલી=વળ દીધેલી
ચિત્રકામ=ચિતરવાનું કામ
તલ્લીન=મશગુલ; લીન; એક ચિત્ત
ખુબી=બલિહારી;ચમત્કાર
મહેતીજી=કન્યાશાળાની વડી સ્ત્રી શિક્ષક
લાયક=યોગ્ય
ગુણી=ગુણવાન
શિક્ષકો=આસિસ્ટંટો
વર્તે=ચાલે
સલાહસંપ=એકવિચાર; મળી સમજીને ચાલવું તે
શિક્ષણ=શીખવવાનું કામ

સાર—છોડીઓને ભણાવવાથી તેમની અક્કલ ખીલે છે. માટે છોડીઓને ભણાવવી.

## પાઠ ૨૭.

સંઘરો=સંગ્રહ
કુદરતનું=ઈશ્વરી શક્તિનું
અવલોકન=ધારીને જોવું તે; બારીક તપાસ
રાજધાની=રાજા જે શહેરમાં રહેતા હોય તે શહેર; રાજગાદીનું શહેર
ઈમારતો=ઉંચી બાંધણીનાં ઘરો
કિલ્લો=ગઢ
રચના=બનાવટ; ગોઠવણ
બાંધણી=બાંધકામ
બાણો=અનાજ ભરી મૂકવા માટે જમીનમાં જે ખાડા ખોદેલા તે
જાર=જુવાર
ખાનગી=પોતાની
સળી=સડી; જીવાત પડી
ભુકરો=રેતી; એક જાતનો પોચો પત્થર
ગંજી=ઘાસનો ઢગલો
અગત્યની=જરૂરની

આગગાડી=દેવતા અને પાણીના બળથી (વરાળથી) ચાલતી ગાડી
સાધન=વસ્તુઓ
પુષ્કળ=ઘણું
ધાણ્ય=અનાજ
નાણું=પૈસા
દ્રવ્ય=પૈસા
હરકત=અડચણ
સંગ્રહ=સંઘરો; એકઠું કરવું તે
અવારનવાર=ફરતા ફરતી
સંઘાત=સાથ

**સાર**=પૈસા બચાવ્યા હોય તે ઘડપણના વખતમાં ખપ લાગે છે, માટે દરેક માણસે પૈસાનો સંગ્રહ કરવો જોઇએ.

**સમજુતી**-જુઓ કે જંતુની જાતમાં કીડી પણ અનાજ એકઠું કરે છે, અને બધી સાથે મળીને હમેશાં હળી મળીને દરમાં રહે છે.

### પાઠ ૨૮.

પરબ=મુસાફર લોકોને મફત પાણી પીવાનું ઠેકાણું
વારાફરતી=એક પછી એક
કઠિઆરા=લાકડા ફાડનાર; લાકડા કાપીને વેચનાર
વળેલો=વળગેલો
ખરો તડકો=સખત તાપ
વિસામો=આરામ
ધર્માદા=દાનમાં આપી દીધેલું તે
દસમોભાગ=દસ ભાગમાંનો એક ભાગ
આશીર્વાદ=આશિષ; દુવા
ટાળવામાં=મટાડવામાં; દૂર કરવામાં. [એવું
મનોહર=મનને રાજી કરે
શીતળ=ટાઢી; ઠંડી

**સાર**—જે કાંઇ પેદા કરવું તેમાંથી દસમો ભાગ ધર્માદાના કામમાં ખરચવો "ધર્મે જય અને પાપે ક્ષય."

### પાઠ ૨૯.

વળગ્યો=લાગ્યો; બાઝ્યો
તર્ક=મનસુબો; વિચાર
શેખચલ્લી=ખોટા વિચાર કરનાર; માણસનું નામ
પાર=છેડો; અંત
ઠરાવી=નક્કી કરી
ધાડવો=ઘી ભરવાનું માટીનું વાસણ
તરંગ=ખોટા વિચાર
ધુણાવી=હલાવી
ઠપકો=ગુનાના બદલામાં કડવા શબ્દ કહેવા તે
ઘર ભાંગ્યું=ઘરબાર વગરનો થઇ ગયો
નકામા=ફોકટ
ગાળી નાખ્યા=ગુમાવ્યા
ઉધમે=ધંધે; કામે
માફક=પેઠે
ચેતવ્યો=સમજાવ્યો

**સાર**—આપણા ધંધા સંબંધીજ વિચારો કરવા, એકદમ પૈસાદાર થઇ જવાના વિચાર કરવા નહિ.

## પાઠ ૩૦.

પતંગ=કનકવા
છેક=તદ્દન
ફરીથી કરો=બીજીવાર કરો. મતલબ કે હરકોઇ સારૂં કામ પુરૂં ન થાય ત્યાં સુધી ફરી ફરીને કરવું.
ચઢાવવા=ઉડાવવા
સપાટો=જોસ
ગોથું ખાઇ=ઉંધો થઇ
કાયર થવું=કંટાળવું
પ્રયાસ=યત્ન; મહેનત
આસમાન=ગગન
ટપકા=ડાઘા
વીંટવા=લપેટવા

સાર—શરૂ કરેલું કામ પુરૂં ન કરીએ તો કરેલી મહેનત નકામી જાય, અને લોકમાં મજાક થાય; માટે હરકોઇ કામનો આરંભ કરતાં પહેલાં વિચાર કરવો, કે એ કરવું વાજબી છે કે નહિ; અને વાજબી લાગે તોજ આરંભ કરવો; અને આરંભ કર્યો તો તે કામ પુરૂં કરવુંજ. વચ્ચેથી અધુરૂં મૂકી છોડી દેવું નહિ. જે માણસ આ પ્રમાણે કરતો નથી તે બાયલો કહેવાય છે.

## પાઠ ૩૧.

ડોલે=હાલે
તરુવર=મોટું ઝાડ
ઝુલાવે=હિંચોળે; હલાવે
પાન=પાંદડાં; પાંતરાં
ગાન=ગાયન
ધ્યાન ધરતાં=ઇશ્વરને પોતાના મનમાં આણતાં
કલોલ=મજા; આનંદ
સાથ=સાથે [કહે
પડદો ખોલે=મનની વાત
ચૂસે છે=શોષે છે
ફૂલરસ=ફૂલમાંનો રસ
ઘાટે=ઓવારે; કિનારે
જળઘાટે=નદી કે તળાવ કાંઠે
નીજ=પોતાના
વાટે=રસ્તે [પોઢે=સૂએ
માળ=માળામાં
જંપતાં=ઠરીને બેસતાં
મળસ્કે=સવારે; પરોઢીએ
ધાય=દોડે
વનફળ=વનમાંના ફળ
ઝૂલે=હાલે [હના
ભલી ભાતના=સારી તરે-
વિધવિધ=જુદી જુદી
દીનાનાથ=ગરીબનો બેલી; પરમેશ્વર
મધુરો=મીઠો
ધરી=રાખી
નિર્મળ=ચોકખું; મેલ વગરનું
ઠરે=નિરાંતે બેસે
ભલી ભાતે=સારી રીતે
હઠાવી=હરાવી; હંફાવી
હઠાવી દીએ=હરાવે
મેળવાય=પેદા કરાય
રાજ અધિકાર=રાજસત્તા
વશ=તાબે
વિપત્તિ=દુઃખ; આફત

| | | |
|---|---|---|
| વેરાઇ જાય=જતું રહે | અપાર=ઘણોજ | કંઇ પણ અઘરૂં નથી. |
| કામધેનુ=ઇચ્છેલું આપ-નારી ગાય | પમાય છે=મેળવાય છે; પેદા કરાય છે | ઉદ્યમ કરવાથી જે જોઇએ છે તે મળે છે; માટે |
| ચિંતવ્યા=ધાર્યા | સાર-ઉદ્યોગી માણસને | ઉદ્યમ કરવો. |

**સમજુતી**-મોટા ઝાડની ડાળીઓ હાલે છે, પવન પાંદડાં હલાવે છે. શોભાયમાન પક્ષીઓ મધુર ગાયન ગાતાં ઊડે છે. (મતલબ કે કલોલ કરે છે) પક્ષીઓ મધુર ગાયન ગાતાં પરમેશ્વરનું ધ્યાન ધરતાં, જંગ-લમાં ચેનબાજી કરતાં અને હંમેશાં ખુશીમાં ફરતાં, ટોળામાં હળી મળીને રહેતાં (એક બીજાને) મનની વાતો રહે છે. સુખીઆં પક્ષી હંમેશાં ઝાડ અને મોટા ઝાડની ડાળી પર ડોલે છે. (૧) કોઇ જંગલના ફળ ખાય છે, કોઇ દાણા ખાતાં જાય, કોઇ ફૂલમાંનો રસ ચૂસે છે અને કોઇ લીલોતરી ખાય છે. કોઇ લીલોતરી ખાય અને પાણી ઓવારે દોડી જાય, બધાં પક્ષીઓ સાથે નહાય અને પછી પોતાને રસ્તે પાછાં ફરે, સાંજે માળામાં બચ્ચાંને સુખે બેઠેલાં જોઇ સૂએ છે. સવાર થતાં પહેલાં ઊઠીને દોડે છે અને કોઈ જંગલના ફળ ખાય છે. (૨) સારી રીતે ઝૂલતાં ફળ અને જુદી જુદી જાતનો મેવો પરમેશ્વરે આપ્યો છે, તે બધાં પંખીઓ હેતથી ખાય છે. વળી પરમેશ્વરે ખેતરમાં પુરેપુરો પાક આપ્યો છે, તે મીઠો માલ મંડયા રહીને ખાય તોપણ ખૂટે નહિ એટલો છે. તે ખાઇને હંમેશાં સંતોષ રાખીને દરરોજ ચોકખું પાણી પીએ છે, અને પોતાને ઠેકાણે આવીને નિરાંતે બેસે છે. ફળો સારી રીતે હાલે છે. (૩)

## ઉદ્યમ વિષે.

મહેનતથી માણસ એકલો હોય તોપણ હજારો માણસોને પાછળ પાડે છે. મતલબ કે પોતે આગળ આવે છે. મહેનતથી મરજી મુજબ

પૈસા અને અનાજ મેળવી શકાય છે. મહેનતથી રાજાની પદવી લેવી હોય તો કંઈ આઘે નથી. મતલબ કે તે પણ મેળવાય છે. મહેનતથી દેવ અને રાક્ષસ તાબે કરી શકાય છે, મહેનતથી આપદાઓ તરત જતી રહે છે. મહેનતુ માણસો ધૂળમાંથી પણ સોનું શોધી કાઢે છે. અરે બાળક! મહેનતને ઇચ્છેલું ફળ આપનારી ગાય જાણ. મહેનતથી ધાર્યા મુજબ ઘણો લાભ મેળવાય છે. (૧) **સાર**–આળસ છોડી મહેનત કરવી.

## પાઠ ૩૨.

સેવા=ચાકરી
બદલામાં=સાટામાં
ભોગવટો=વાપર
વંશપરંપરા=છોકરાંના છોકરાં; પેઢીપર પેઢી
સાંતી=હળ
સાંતીની જમીન=ખેડવા લાયક ભોંય
ઉંચા પ્રકારની=સારો પાક ઉતરે એવી; ફળદ્રુપ; રસાળ
પ્રકાર=વર્ગ; જાત
નાનપણથી=બચપણથી
લાડ=વ્હાલ
ઉછરેલો=મોટો થએલો
ધ્યાન=ચિત્ત; મન
સાથી=મદદગાર; ખેતીને માટે રાખેલો નોકર
મહેનતુ=ઉદ્યોગી
પુંજી=દોલત
ઇચ્છતા=ચાહતા
અર્થ=મતલબ; સાર
ડહેલી=મોટા દરવાજાવાળા ઘરનું ભોંયતળિઉં
ભરોસો=વિશ્વાસ
મહેનત=મજુરી
મેઘ=મેહ; વરસાદ
નજર=તપાસ; દેખરેખ
ખાતરી=ભરોસો; પતીજ

**સાર**–આપણા કામનો ભરોસો નોકરપર રાખવો નહિ, પણ નોકરો કામ કરે છે કે નહિ તેની તપાસ રાખવી.

## પાઠ ૩૩.

બેનપણી=સહીઅર; સખી
પિડાય=દુ:ખી થાય
ગંદું=ગોબરું
પગ મૂકવાનું=આવવાનું
મન=ઇચ્છા; મરજી
મંદવાડ=રોગ; બિમારી
ગંદકી=ગંદવાડ
મૂળ=બી; બીઆં
નિરોગી=રોગ વગરના
જંતુ=જીવડાં
પાકે છે=પેદા થાય છે
ખુણે ખોચરેથી=ખુણામાંથી
વાળી નાખીએ=સાફ કરીએ
શ્વાસવડે=દમ લેવાથી
ખુલ્લાં=ઉઘાડાં

સુધરતી=સ્વચ્છ થતી
નાશ પામે=જતા રહે
બિનાશ=ભેજ
ઢાળી=રેડી
મેલું=ગંદું
ટાઢીઓ તાવ=મલેરીઆ તાવ; નઠારી હવાને લીધે જે તાવ આવે છે તે.
ઝીણો તાવ=હાડનો તાવ. (એ તાવથી શક્તિ ધણીજ ઓછી થાય છે)
લકવો=એક જાતનો રોગ; એથી શરીરનો કોઈ ભાગ જુઠો પડી જાય છે.
જાજરૂ=સંડાસ
મોરી=નીક; ગટર
ઝાડીઝુડી=ઝાડીઝપટી
દુર્ગંધ=ખરાબ વાસ
તદ્દન=બીલકુલ
ખુલ્લી રીતે=સમજ પડે એવી રીતે

સાર—ધર, વાડા વગેરે દરેક ચીજ ચોક્ખીરાખવી.

## પાઠ ૩૪.

ઉંચા=સારા
પ્રાણ=જીવ
વૃદ્ધ=ધરડો; ખર્યુંપાન
પાટવીપુત્ર=મોટો છોકરો
નિશ્ચય=ઠરાવ
સમાચાર=ખબર
અદેખાઈ=ઝેર; ઈર્ષા
ઉથાપશે=ફેરવશે
સંદેહ=શક; વહેમ
વરદાન=માગેલું આપવું તે
લેણાં=માગતાં
વનવાસ=જંગલમાં રહેવું તે
હઠ=જીદ; જક્ક
અણુસમજુ=વગર વિચારના; મૂર્ખ
શોક=દીલગીર
દેહમૂક્યો=મરણ પામ્યો
ધિક્કાર=તિરસ્કાર
ઠરાવ=નિશ્ચય

સાર—"સોબત તેવી અસર" હમેશાં સારાની સોબત કરવી. કામ કરતાં પહેલાં શું ફળ આવશે એ બાબતનો વિચાર કરવો કે જેથી પાછળથી પસ્તાવું પડે નહિ

## પાઠ ૩૫.

ટોળું=જથો
હાથ=બે વેંત જેટલી લંબાઈ
ધરી=પકડી; ઝાલી
સરણાઈ=પીપી
નટ=સ્ત્રી વગેરેનો વેષ બદલી ધણા ખેલ કરનાર
અંગ કસરત=શરીરની કેળવણી
ગુલાંટ=ગોલાંટ
ચક્કર ચક્કર=ગોળ ગોળ
ચમકે છે=ઝળકે છે
ઝબકારા=ચમકારા
શાબાશ=ધન્ય
દરકાર=પરવા
જીવની દરકાર રાખતા નથી=મોતની બીક રાખતા નથી.
સ્થિર=હાલ્યા વગર

સફાઈ=ચાલાકી; ખુબી
ખેલ=રમત
ચમત્કારવાળો=નવાઈ પમાડે એવા
નજરબંધી=જાદુથી જોનારની આંખ ભૂલાવવામાં નાખવી તે
ખુબીદાર=વખાણવા લાયક; ચમત્કારી
કસરત=શરીર કસવું તે
ગુજરાન=ગુજારો; પોષણ
**સાર**—અંગકસરતથી શરીર કસાય છે માટે નાનપણથી કસરત કરવાની ટેવ રાખવી.

### પાઠ ૩૬.

ગ્રીષ્મઋતુ=વૈશાખ અને જેઠ મહીનો; ઉનાળો
મહિમાય=મોટાઈ
નીરખી=જોઇ
શીતળ=ઠંડી
કોકિલા=કોયલ
ટહુકા=કોયલના બોલ
ધરતી=જમીન
તપતી=ગરમ થતી
સુગંધ=સારી વાસ
મોર=આંબા, આમલીનાં ફૂલ
વસંત=વસંત ઋતુ; અસાડ ને શ્રાવણ; જુલાઇ ને આગષ્ટ
ભમતી=રખડતી
ફળી=પાકી
લલચાય=લોભાય
જનો=માણસો
લહી=જોઈ
ભલી લીલી=લીલીછમ
અતિ=ઘણો
શાખ=ઝાડપર પાકેલી કેરી
રસદાર=રસવાળી
સુકેસરી=સારા કેસરીઆ રંગની
ચિત્ત=મન
હરતી=ખેંચતી
દીલમાં ઠરતી=યાદ રહેતી
પ્રવેશ કરીને=આવીને
ઉકળાટ=ઘામ
ધરે છે=કરે છે
વનેવન=જંગલે જંગલ
આમ્ર=કેરી
આમ્રતરુ=આંબો
વાસ કરું છું=રહું છું
ચિત્ત હરું છું=મન ખેંચું છું
શ્યામ=કાળા
પરખાઉં=ઓળખાઉં; જણાઇ આવું
કોમળ=નાજુક
કંઠ=સાદ; સુર
સંગીત=ગાયન
સુર=અવાજ
ગજાવું=ગજવી મૂકું
રૂપેરી=રૂપાના જેવો સફેદ
દીપે=શોભે
મધુર=સારો
કળી=ખીલ્યા વગરનું ફૂલ
ફૂલેલ=ખીલેલી
વેલમાં=વેલામાં
અંગમાં=શરીરમાં
અનેક=ઘણી
પાંખડી=પાંદડી
પ્રસારી=ફેલાવી

| | | |
|---|---|---|
| ઝારીરૂપ=ઝારીના જેવો | શરૂઆત | બટમોગરો=એક જાતનો સુગંધીદાર મોટો મોગરો |
| પ્રફુલ્લ=ખીલેલો | કોકિલ=મધુર | રસીલી=મજા આપનારી |
| ગ્રીષ્મનો બાળ=ગ્રીષ્મની | ભારી=ઘણો | |

**સમજુતી**—પરમેશ્વરની મોટાઇ અમે ગ્રીષ્મઋતુમાં જોઈ. ઝાડની ઠંડી છાયામાં ફૂલ ફળને ખુશીથી હાલતાં જોયાં. (૧) કોયલ મીઠા સ્વરથી બોલતી હતી, તેથી આ આંબાનું ઝાડ સારૂં દેખાય છે. જમીન ગરમ થતી જાય છે અને મોગરામાં સારી વાસ ભરે છે. (૨) **આંબો**—જંગલમાં અને ઝાડોમાં રમતી અને ખુશ થતી વસંત ઋતુ મને (આંબાને) મોર આપીને રખડતી રખડતી ગઇ. પછી ગરમીની ઋતુ થઇ એટલે આંબા પર બહુ સારી કેરી આવી, તેને સારી લીલીછમ જોઇને માણસો તે લેવાને લોભાય છે. (૧) એ ઋતુમાં ઘણો તાપ પડે તેથી શાખ થઇને પડે, રસવાળી થઇ સારો કેસરીઓ રંગ થાય છે. તે રસથી દુનિયાનું મન (માણસનું મન) ખેંચતી, તેથી કેરીની મજા મનમાં રહેતી. (૨) **કોયલ**—જુઓ આ ગરમીની ઋતુ ધામ કરે છે, તેથી પક્ષી ઊડીને જંગલે જંગલ ફરે છે. હું (કોયલ) ટહુકાથી માણસનું મન મારા તરફ ખેંચું છું. મારૂં રહેઠાણ આંબાના ઝાડપર છે. (૧)હું મારા કાળા રંગના શરીરથી ઓળખાઉં છું અને મારા મધુર સાદ વડે વખણાઉં છું. હું ગાયનના સૂર સમજાવું છું, અને મનને મોહ પમાડે એવો બાગ ઘણો ગજાવી મૂકું છું. (૨) **મોગરો**—જુઓ આ બાગ સફેદ મોગરાના ફૂલથી રૂપેરી હોય એવો શોભે છે, વેલાઓમાં ખીલેલી કળીઓ છે, તેથી શરીરમાં સારી વાસ ભરાય છે. હું ઘણી પાંખડીઓ ફેલાવી ઝારીના જેવો બન્યો છું. બધા લોકોએ મને ગ્રીષ્મનો ખીલેલો બાળક ગણ્યો છે.

**આંબો**—કેરી રસદાર હોય તેજ સારી. **કોયલ**—હું ઝીણા સ્વરને લીધે ઘણી વખણાઉં છું. **મોગરો**—બટ મોગરાની મીઠી સુગંધ છે.

